૩૨૩૩

અકયાબ બંદર અંગ્રેજી રાજ્યનાં ખરાં ખૂબી બતાવે છે

अक्याब बंदर अंग्रेजी राज्यनी ख़री खूबी बतावे छे.

સંસારમાં સત્યતા ને પ્રમાણિકપણું ફાયદાકારક છે.

आ संसारमां सत्यता ने प्रमाणिकपणुं फायदाकारक छे.

ઈલિઝાબેથ રાણીએ સ્પેનની નૌકા સેનાને હરાવી હતી.

इलीझाबेथ राणीए स्पेननी नौका सेनाने हरावी हती.

ઈજિપ્તના પિરામિડ જેવડી ઈમારત પૃથ્વી ઉપર બીજી નથી.

ईजिप्तना पिरामिड जेवडी इमारत पृथ्वी उपर बीजी नथी.

એશિઆ ખંડમાં સર્વથી વધારે વસ્તી ચીનમાં છે.

एशिआ खंडमां सर्वथी वधारे वस्ती चीनमां छे.

ઔરંગઝેબને હિંદુપર જૂલમ ન કરવા જસવંતસિંહે સૂચવ્યું.

औरंगजेबने हिंदुपर जूलम न करवा जसवंतसिंहे सूचव्युं.

કલકત્તામાં મરેઠાને અટકાવવા, ૧૭૪૨માં ખાઈ ખોદાઈ.

कलकत्तामां मरेठाने अटकाववा, १७४२मां खाई खोदाई

ગંગાની મોટી નેહેર લૉર્ડ ડેલહૌસીની કારકીર્દીમાં થઈ.

गंगानी मोटी नेहेर लॉर्ड डेलहौसीनी कारकीर्दीमां थई.

ચંદ્ર ઉપગ્રહ છે, ને પૃથ્વીની આસપાસ ૨૭½ દિવસમાં ફરેછે.

चंद्र उपग्रह छे, ने पृथ्वीनी आसपास २७½ दिवसमां फरेछे.

જાપાન દેશ આ સૈકામાં વેપાર, ને સુધારામાં વધ્યોછે.

जापान देश आ सैकामां वेपार, ने सुधारामां वध्योछे.

દાં૦ લિવિંગસ્ટને આફ્રિકાના દક્ષિણ ભાગમાં શોધ કીધો.

दा॰ लिविंगस्टने आफ्रिकाना दक्षिण भागमां शोध कीधो.

ઢોળાવ અથવા ઢાળ એ યાંત્રિકશક્તિનો મુખ્ય ભેદ છે.

ढोळाव अथवा ढाळ ए यांत्रिकशक्तिनो मुख्य भेद छे.

થર્માંમેટરં નામનું યંત્ર ઉષ્ણતા માપવામાં આવેછે.

थर्मामेटर नामनुं यंत्र उष्णता मापवामां आवेछे.

દૂષિત માણસને પવિત્ર થવા, જગત્કર્ત્તાનું સ્તવન આવશ્યક છે.

दूषित माणमने पवित्र थवा, जगत्कर्त्तानुं स्तवन आवश्यक छे.

નાનાફડનવીસ આખા મરેઠી રાજયમાં શ્રેષ્ઠ કારભારી હતો.

नानाफडनवीस आखा मरेठी राज्यमां श्रेष्ठ कारभारी हतो.

પુરાણી ક્લિઓપેટ્રાસ નિડ્લ હાલમાં ટેમ્સ નદીનો પાળપર છે.

पुराणी क्लिओपेट्रास निडल हालमां टेम्स नदीनी पाळपर छे.

લૉર્ડ બેન્ટિકે કપ્તાન સ્લિમનની મદદથી ઠગોનો નાશ કીધો.

लॉर्ड बेन्टिके कप्तान स्लिमननी मददथी ठगोनो नाश कीधो.

ભારત નામના પુસ્તકમાં પાંડવ કૌરવનું યુદ્ધ, એ મુખ્યબિના છે

भारत नामना पुस्तकमां पांडव कौरवनुं युद्ध, ए मुख्य बिना छे.

માર્ક્વિસ ઓફ કાર્નવાલિસે બંગાળામાં સ્થાયી જમાબંધી કરી.

मार्किस ओफ कार्नवालिसे बंगांळामां स्थायी जमाबंधी करी.

રૈકાવિક એ ડેનમાર્કના ઐસલાંડ બેટમાં મુખ્ય શેહેર છે.

रैकाविक ए डेनमार्कना ऐसलांड बेटमां मुख्य शेहेर छे.

સર અસાક ન્યૂટન ગણિત અને ખગોળવિદ્યામાં કુશળ હતો·

सर ऐसाक न्यूटन गणित अने खगोळविद्यामां कुशळ हतो·

શેક્સપિયર, બેકન, સ્પેન્સર, એ ગદ્ય પદ્યમાં નિપુણ હતા.

शेक्सपियर, बेकन, स्पेन्सर, ए गद्य पद्यमां, निपुण हता.

જ્ઞાન સમ્પાદન કરવાને હરકોઈએ અતિશય પ્રયત્ન કરવો.

ज्ञान सम्पादन करवाने हरकोईए अतिशय प्रयत्न करवो.